# ગ્રામભજનમંડળી

સંપાદક

જુગતરામ દવે

# ગ્રામભજનમંડળી

સંપાદક
જુગતરામ દવે




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

અર્પણ

રાનીપરજને
ભજનમંડળીને માર્ગે વાળી જનાર
વેડછીવાળા
**સ્વ૦ જીવણ પટેલના આત્માને**

# પ્રસ્તાવના

ગામડાંઓની ભજનમંડળીઓને ઉપયોગી થઈ પડે એ હેતુથી આ સંગ્રહ કરવામાં આવ્યો છે.

ભજનમંડળીની સંસ્થા આપણાં ગામડાંઓના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવવા લાગી છે. પહેલાંની જેમ હવે તેમાં અવળવાણીનાં અને યમદૂતના ડરનાં અને શાબ્દિક વૈરાગ્યનાં ભજનો લોકપ્રિય રહ્યાં નથી. હવેની ભજનમંડળીઓમાં દેશભક્તિનાં ગીતો ગવાય છે તથા જીવન સુધારવાનું અને વ્યસનોને હાંકી કાઢવાનું શૂર ચડાવનારાં ગીતો ગવાય છે. તેમાં સ્ફૂર્તિદાયક ધાર્મિક ભજનો પણ જરૂર હોય છે, કારણ કે ધાર્મિક ઉત્સાહથી ઊભરાતા લોકો જ આવી ભજનમંડળીઓ કાઢે છે.

આ સંગ્રહ માટે ગામડાંમાં લોકપ્રિય થઈ પડેલાં તેમ જ લોકપ્રિય કરવા જેવાં ગીતોની પસંદગીમાં બબલભાઈ મહેતાનો ગામડાંનો અનુભવ બહુ જ ઉપયોગી નીવડ્યો છે.

**સંપાદક**

# ગ્રામભજનમંડળી

[નોંધ: ગામડાંઓની ભજનમંડળીઓમાં ગાંધી-જયંતી કે ગોકુળઅષ્ટમી જેવા પ્રસંગો પર ભજનનાં સમાહ કરવાની પ્રથા હોય છે, તેને અનુસરી આ સંગ્રહમાંનાં ભજનોને સાત મંડળીઓમાં ગોઠવવામાં આવ્યાં છે. એક બેઠકમાં એક 'મંડળી' પૂરી કરી શકાશે.]

## મંડળી પહેલી

| | |
|---|---|
| ૧. વૈષ્ણવ જન તો તેને કહીએ | નરસિંહ મહેતા |
| ૨. મારું વતન આ મારું વતન | ચીમનલાલ ભટ્ટ |
| ૩. આવો રે હરિજન ભજન કરીએ | અજ્ઞાત |
| ૪. શૂરવીર આવજો રે હો | જીવણુસિંહ |
| ૫. એવા ગાંધી ગુજરાતે ઊતર્યા રે | ગિરીશ |
| ૬. બોલ મા બોલ મા બોલ મા રે | મીરાંબાઈ |
| ૭. દૂબિયાં દૂબિયાં દૂબિયાં | ઉકાભાઈ ચૌધરી |
| ૮. તમે પીશો મા પીશો મા | જુગતરામ દવે |
| ૯. મુખડાની માયા લાગી રે | મીરાંબાઈ |
| ૧૦. મંગળ મંદિર ખોલો | નરસિંહરાવ |

# ૧. વૈષ્ણવનાં લક્ષણો

વૈષ્ણવ જન તો તેને કહીએ,
જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે
મન અભિમાન ન આણે રે. વૈ૦

સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે,
ધન ધન જનની તેની રે. વૈ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦

મોહ માયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી,
સકળ તીરથ તેના તનમાં રે. વૈ૦

વણલોભી ને કપટરહિત છે,
કામક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં,
કુળ એકોતેર તાર્યાં રે. વૈ૦

## ૨. વહાલું વતન

મારું વતન આ મારું વતન હાં,
વહાલું વહાલું મને મારું વતન હાં.

જેની માટીની મારી કાયા ઘડેલી,
તેને કરું હું કોટિ કોટિ નમન હાં. વહાલું૦

રાણા પ્રતાપ ને શિવાજી શૂરવીર,
મારા વતનનાં એ મોંઘાં રતન હાં. વહાલું૦

લાલ અને બાલ વળી દાદા ને દાસજીએ
જેને સમર્પ્યું છે સારું જીવન હાં. વહાલું૦

ગાંધી બાપુને હૈયે વસ્યું જે,
સંસારસાર ને જીવનધન હાં. વહાલું૦

વહાલા વતનની બેડીને તોડવા,
હોંશે ખોવારું હું તન મન ધન હાં. વહાલું૦

## ૩. આવો રે હરિજન

આવો રે હરિજન ભજન કરીએ,
ઘરમાં બેસી ના રહીએ.
ભજન કરીએ ને ભવજળ તરીએ,
ઘરમાં બેસી ના રહીએ. આવો૦

સાંજ પડે ને ભજનમાં જઈએ,
સામે મળે તેને સાથે રે લઈએ;
ભેગા મળી રામનામ લઈએ,
ઘરમાં બેસી ના રહીએ. આવો૦

ઘરનો ધંધો કરતાં જઈએ,
રામરસ મીઠડો પીતાં જઈએ;
પ્રીતે પ્રભુજીને પાય પડીએ,
ઘરમાં બેસી ના રહીએ. આવો૦

## ૪. શૂરવીર આવજો <u>૨૨૯૦૧</u>

શૂરવીર આવજો રે હો રણમાં,
ઉત્સાહ ચેતન ભરજો તનમાં. શૂરવીર૦

કાયર ભાગજો રે હો વનમાં,
ભય જો લાગે મોતનો મનમાં. શૂરવીર૦

ગજ ગજ કૂદજો રે હો કોડે,
બલિદાન દેજો જાતના જોરે. શૂરવીર૦

કરજો કેસરિયાં હો હરખે,
પ્રભુ છે ઊભા પોતે પડખે. શૂરવીર૦

અવસર આવ્યો રે હો તરવા,
નિશ્ચય કરજો જીતવા કે મરવા. શૂરવીર૦

ઝંડો સતનો હો ફરકાવો,
શાંતિ પામો, સ્વરાજ્ય ઘેર લાવો. શૂરવીર૦

ડંકો વાગ્યો રે હો વહાલા!
યુવક ધાજો રણ-મતવાલા! શૂરવીર૦

## ૫. ગાંધી ગુજરાતે ઊતર્યાં

એવા ગાંધી ગુજરાતે ઊતર્યાં રે!
એનું સૂકું શરીર જાણે લાકડી રે,
માંહે જોરાવર છે જીવ.
એવા ગાંધી૦
એણે ઘેર ઘેર રેંટિયા મોકલ્યા રે,
લેવા સૂતરને તાંતણે સ્વરાજ.
એવા ગાંધી૦
એણે સાદાઈ શીખવી દેશને રે,
ચા દારૂ કરાવ્યાં દૂર.
એવા ગાંધી૦
લોક વાટ જુવે છે પ્રભુ આવશે રે,
નવ જાણે આવ્યો આવનાર.
એવા ગાંધી૦
એનો ધન્ય જનમ, ધન્ય જીવવું રે,
માતાએ ઉપાડચો ધન્ય ભાર.
એવા ગાંધી૦
એનો મોંઘો આદેશ લોકો ઝીલતા રે,
બોલી ભારતનો જયજયકાર.
એવા ગાંધી૦

## ૬. બીજું બોલ મા

બોલ મા બોલ મા બોલ મા રે

રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. ધ્રુવ૦

સાકર શેરડીનો સ્વાદ તજીને

કડવો લીમડો ઘોળ મા રે. રાધા૦

ચાંદા સૂરજનું તેજ તજીને

આગિયા સંઘાતે પ્રીત જોડ મા રે. રાધા૦

હીરા માણેક ઝવેર તજીને

કથીર સંઘાતે મણિ તોળ મા રે. રાધા૦

મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,

શરીર આપ્યું સમતોલમાં રે. રાધા૦

## ૭. ડૂબિયાં ડૂબિયાં

ડૂબિયાં ડૂબિયાં ડૂબિયાં આપણું
 દુઃખને દરિયે ડૂબિયાં રે;
ડૂબતાં જોઈને દુરિજનોએ
 ઉપરથી તો દાબિયાં રે. ડૂબિયાં૦

ડૂબિયાં તે તો આપણ ડૂબિયાં
 પડખે કોઈ નવ ઊભિયાં રે;
પડખે ન ઊભિયાં ને આપણ ડૂબિયાં
 એવાં આપણ ભૂલિયાં રે. ડૂબિયાં૦

ડૂબિયાં ડૂબિયાં એટલાં તો ડૂબિયાં,
 જરાક ચોટલિયાં ઊભિયાં રે;
હરિકૃપાથી તળિયે ન પૂગિયાં
 તેટલેકથી તો થોભિયાં રે. ડૂબિયાં૦

ડૂબતાં જોઈને ગાંધીજી આવ્યા,
 રેંટિયાનાવડી લાવિયા રે;
નાવડીમાં ઝટ અમને ચડાવિયાં,
 દુઃખદરિયેથી તારિયાં રે. ડૂબિયાં૦

## ૮. દારવો પીશો મા

તમે પીશો મા, પીશો મા, પીશો મા,
દારવો પીશો મા;

તમે ભડ ભડ ભડ બાળનારો કે
દારવો પીશો મા.

તમે પીઓ તો ગોરસ પીજો કે
દારવો પીશો મા;

તમે ભડ ભડ ડિલ બાળનારો કે
દારવો પીશો મા.

તમે પીઓ તો પ્રેમરસ પીજો કે
દારવો પીશો મા;

તમે ભડ ભડ દિલ બાળનારો કે
દારવો પીશો મા.

તમે પીઓ તો આમરસ પીજો કે
દારવો પીશો મા;

તમે ભડ ભડ ધન બાળનારો કે
દારવો પીશો મા.

તમે પીઓ તો રામરસ પીજો કે
દારવો પીશો મા;

તમે ભડ ભડ પુણ્ય બાળનારો કે
દારવો પીશો મા.

## ૯. મુખડાની માયા

મુખડાની માયા લાગી રે,

મોહન પ્યારા. ધ્રુવ૦

મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું;

મન મારું રહ્યું ન્યારું રે. મોહન૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાંના નીર જેવું;

તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન૦

મીરાંબાઈ બલિહારી, આશા મને એક તારી;

હવે હું તો બડભાગી રે. મોહન૦

## ૧૦. મંગલ મંદિર

મંગલ મંદિર ખોલો!

દયામય! મંગલ મંદિર ખોલો! ધ્રુવ૦

જીવનવન અતિ વેગે વટાવ્યું,

દ્વાર ઊભો શિશુ ભોળો;

તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,

શિશુને ઉરમાં લો લો! દયામય૦

નામ મધુર તમ રટ્યો નિરંતર,

શિશુ સહ પ્રેમે બોલો;

દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,

પ્રેમ–અમીરસ ઢોળો! દયામય૦

# ગ્રામભજનમંડળી

## મંડળી બીજી

## ૧. રામબાણ

રામબાણુ વાગ્યાં હોય તે જાણે,
હો રામબાણુ૦

ધ્રુવને વાગ્યાં, પ્રહ્‌લાદને વાગ્યાં,
ઠરી બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં,
વેદવચન પરમાણે. હો રામ૦

મોરધ્વજ રાજાનાં મન હરી લેવા,
વહાલો પધાર્યા તે ઠામે;
કાશીએ જઈને કરવત મેલાવ્યાં,
પુત્ર પત્ની બેઉ તાણે. હો રામ૦

બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને,
રાણો ખડગ લેઈ તાણે;
ઝેરના પ્યાલા ગિરિધરલાલે,
અમૃત કર્યાં એવે ટાણે. હો રામ૦

નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારી,
ખેપ કરી ખરે ટાણે;
અનેક ભક્તોને એણે ઉગાર્યા,
ધનો ભગત ઉર આણે. હો રામ૦

## ૨. સાદાં જીવન

સાદાં જીવન રે સાદાં જીવન,
અમે જીવીએ નિત્યે સાદાં જીવન.

જુવારનો રોટલો ને કેરીનો ગોટલો,
દૂધ દહીં છાશ તણી છે છનાઝન.
અમે જીવીએ૦

નાનાંશાં ઝૂંપડાં ને માટીનાં ભીંતડાં,
આરસી જેવાં કંઈ ચોખ્ખાં તદ્દન.
અમે જીવીએ૦

ફાટેલાં લૂગડાં ને તૂટેલાં ગોદડાં,
કરીએ તેના પર પ્રેમથી શયન.
અમે જીવીએ૦

ઢોરાં ચરાવીએ ને વાંસળી વગાડીએ,
ગોકુળના ગોપશાં જીવન પાવન.
અમે જીવીએ૦

ખેતી અમારો ધંધો પુરાણો,
તેની ચઢતી કરો પ્રભુ દન દન દન દન.
અમે જીવીએ૦

## ૩. ભારત મૈયા

ભારત મૈયા વહાલી વહાલી,
    રે મને ભારત મૈયા વહાલી વહાલી.

ભારત મૈયાનો બાળક નાનેરો,
    મૈયાની ગોદ મને વહાલી;
મૈયાનું લૂણુ અને મૈયાની રોટી,
    મૈયાંએ કાયા ઘડેલી.    રે મને૦

ફૂલની સુવાસ અને ફળની મીઠાશથી,
    ભારતવાડી મનોહારી;
દુનિયાના દેશમાં ભારત મૈયાની,
    જોડી નહિ જડનારી.    રે મને૦

ગોરાની ચાલની વાંદર-નકલમાં,
    સોનાની રેલ જાય ચાલી;
મૈયા લૂંટાતી દેખી દેખાય ના,
    હૈયે ભભૂકે હોળી.    રે મને૦

ત્રીસ ત્રીસ કોટિ બાળક મૈયાને,
    મૈયાને કોણ કહે બિચારી ?
માથાથી મોંઘી મારી મૈયાને કાજે
    કરું હું પ્રાણની પથારી.    રે મને૦

મૈયાની દેહે જંજીર ગુલામી,
    આંખે અંધારી જ ઘેરી;
તોડું કે તૂટું—નિશ્ચય ઉગાડું
    સૂરજ સ્વરાજ્યનો સુનેરી. રે મને૦

## ૪. અમે ડરતા નથી

અમે ડરતા નથી હવે કોઈથી રે,
    સદા ભજીએ ભલા ભગવાન. અમે૦
બીક રાખે મનુષ્યો બાયલા રે,
    અમે બહાદુર ને બળવાન. અમે૦
બીક રાખે હરામી આળસુ રે,
    હાથપગમાં અમારું તાન. અમે૦
માર ખાશું નહિ અમે કોઈના રે,
    નહિ વેઠી લેશું અપમાન. અમે૦
છેતરાશું નહિ અમે કોઈથી રે,
    રૂડી વિદ્યાથી આવશે ભાન. અમે૦
બાપુ ગાંધીના બોલ અમે પાળશું રે,
    નથી રહેવું હવે હેવાન. અમે૦

## ૫. મારે ઘેર આવજો માવા

મારે ઘેર આવજો માવા,
ભાવે તો ઢેબરું ખાવા.
બાજરીનાં બે ઢેબરાં કીધાં,
તળિયાં તાતે તેલ;
તલ પાપડ ને કોચલી, માંહી
દહીંનું દડબું મેલ. મારે૦
મારા ખેતરમાં લાંબડી પાકી,
આવી ફૂમતડેલ;
કારીંગડીનું શાક ખાઓ તો
એ દીસે છે વેલ. મારે૦
બાજરીનાં બે ઢેબરાં કીધાં,
ઘીએ મેલ્યાં વાઈ;
કર જોડીને કહે કુબેરો,
ભગવાનદાસનો ભાઈ. મારે૦

## ૬. ગાંધીજીને શરણે

ગાંધીને શરણે આવો રે, અવસર છે છેલ્લો.
તેના તે ગુણ તમે ગાઓ રે,
અવસર છે છેલ્લો.

પરદેશી છોડી, વિલાયતી છોડી,
રેંટિયો પકડી લેજો રે,
અવસર છે છેલ્લો.

દારૂને છોડી, તાડીને છોડી,
દૂધ ને છાશ તમે પીજો રે,
અવસર છે છેલ્લો.

માંસને છોડી, મચ્છીને છોડી,
ગોળ ને રોટલો ખાજો રે,
અવસર છે છેલ્લો.

ડાકણુને છોડી, ભૂતડાંને છોડી,
રામનું નામ તમે લેજો રે,
અવસર છે છેલ્લો.

ઝેરને છોડી, વેરને છોડી,
હેત ને પ્રીતથી રહેજો રે,
અવસર છે છેલ્લો.

કૂડને છોડી, કપટને છોડી,
સતને રસ્તે રહેજો રે,
અવસર છે છેલ્લો.

## ૭. ગોવિંદ પધારો

ગોવિંદ પધારો મુજ ગામડે રે લોલ;
ગામડે ગવાય તમ ગીત જો. ગોવિંદ૦
ઝૂંપડી અમારી પ્રભુ છાજની રે લોલ;
બનશે વૈકુંઠ સમ ધામ જો. ગોવિંદ૦
ઢેબરાં ને ઘેંસ રૂડી રાબડી રે લોલ;
જમશું ભેળાં બેસી સાથ જો. ગોવિંદ૦
દૂધડાં દોહીશું ગોરી ગાયનાં રે લોલ;
પાશું ભરી ભરી પાત્ર જો. ગોવિંદ૦
વૈકુંઠપતિ વહેલા આવજો રે લોલ;
જુએ છે વ્રજબાળા વાટ જો. ગોવિંદ૦

## ૮. દારૂ તું છોડી દેને રે

દારૂએ શેંધું માર્યું, દારૂડિયા !
દારૂ તું છોડી દેને રે;
તાડી તું છોડી દેને રે. દારૂએ૦

જમીન બમીન વેચી ખાધી (૨)
ખાતું તો વ્યાજમાંહી ડૂલ્યું, દારૂડિયા ! દારૂ તું૦
હળ બળ વેચી ખાધાં (૨)
બળદ તો વ્યાજમાંહી ડૂલ્યા, દારૂડિયા ! દારૂ તું૦
ગાલ્લી બાલ્લી વેચી ખાધી (૨)
ઝૂંસરી તો વ્યાજમાં ડૂલી, દારૂડિયા ! દારૂ તું૦
છાપરી બાપરી વેચી ખાધી (૨)
પોયરાં તો વ્યાજમાં ડૂલ્યાં, દારૂડિયા ! દારૂ તું૦
પૈસા સાટે ટપલાં મળ્યાં (૨)
વ્યાજમાં તો ભૂંડી ગાળો, દારૂડિયા ! દારૂ તું૦
કલાલની ચાકરીમાં ચાલ્યો, દારૂડિયા !
ધણી મટી ઢોર બન્યો (૨)
દારૂએ ધાણ તો વાળ્યો, દારૂડિયા ! દારૂ તું૦

## ૯. કાચા સૂતરનો તાંતણો

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો. અતૂટ૦
હાંરે ઓલી લોઢાની બેડિયુંય તૂટે: અતૂટ૦
હાંરે ઓલી સોનાની સાંકળી વછૂટે: અતૂટ૦
હાંરે ધાર ખાંડાની તેય થાય ખાંડી: અતૂટ૦
હાંરે હાર માને હજાર તોપ ગાંડી: અતૂટ૦
હાંરે દુર્બળિયાંને બળિયાં શું બાંધે: અતૂટ૦
હાંરે શામળાશું ઉજળિયાંને સાંધે: અતૂટ૦
હાંરે અંધ સાથે આંખાળાંને બાંધે: અતૂટ૦
હાંરે પંગુ સાથે પાંખાળાંને સાંધે: અતૂટ૦
હાંરે રાંક સાથે તે રાજવીને બાંધે: અતૂટ૦
હાંરે રામ સાથે તે માનવીને સાંધે: અતૂટ૦
હાંરે કાંતો કાંતોને બહેન પૂરી પ્રીતે અતૂટ૦
હાંરે કાંતો કાંતોને ભાઈ એકચિત્તે: અતૂટ૦
હાંરે ઘરોઘરમાં એ પ્રેમને પ્રસારો: અતૂટ૦
હાંરે મારી ભારતીના ભારને ઉતારો: અતૂટ૦
હાંરે રૂડા રેંટિયા અખૂટ બાપ દેજો! અતૂટ૦
હાંરે બાપુ ગાંધીજીની જિંદગીનો રહેજો અતૂટ૦

## ૧૦. ખેડ

હાંરે ખેડ ખેડો, વૈશાખ આ બેઠો,
અખાતરી આવી, મૂરત ના જાયે, ઓ બાપલા !
બાંધો કમર હવે હોંશથી રે જી.

હાંરે ખેડ ખેડો, પરોઢ આ ફાટયું,
તારોડિયું ઊગ્યું, મોડું નવ થાયે, ઓ બાપલા !
કાઢો બળદને કોઢથી રે જી.

હાંરે ખેડ ખેડો, કરબ આ નાડચો,
પરોણો કાઢચો, ભૂલો ન કાંઈ જોજો, ઓ બાપલા !
હાંકો બળદને સીમમાં રે જી.

હાંરે ખેડ ખેડો, ખેતર આ આવ્યાં,
ના પોર સાલ વાવ્યાં, પાડો ચાસ ઊંડા, ઓ બાપલા !
હાંકો બળદને જાળવી રે જી.

હારે ખેડ ખેડો, જમીન છે કાળી,
નાખોને ઉખાડી, ફિકર કાંઈ ના રહે, ઓ બાપલા !
ઝાલો અછોડા જોરથી રે જી.

હાંરે ખેડ ખેડો, તપ્યા આ બપોરા,
રેલ્યા પરસેવા, સૂરજ પણ થંભ્યા, ઓ બાપલા !
ભાથું ખાવા જરા થોભજો રે જી.

હાંરે ખેડ ખેડો, આ સીમમાં ખાવાં,
અગાસમાં રહેવાં, ને ટાઢ તાપ સહેવાં, ઓ બાપલા !
એદી થયે નહિ પાલવે રે જી.
હાંરે ખેડ ખેડો, આ આથમે દહાડો,
સાંતીડાં વાળો, ઘરે વાટ જોશે, ઓ બાપલા !
હાંકો બળદ નરમાશથી રે જી.
હાંરે ખેડ ખેડો, મહેનત પર મોભો,
બીજો નહિ થોભો, દેવાં બહુ માથે, ઓ બાપલા !
વાંકી કમર કરો જોરથી રે જી.
હાંરે ખેડ ખેડો, છો પગ જાય તૂટી,
છો દિલ જાય છૂટી, રે આબરૂ રાખો, ઓ બાપલા !
જીવ્યામાં સાર શું બીજો રે જી.

# ગ્રામભજનમંડળી

## મંડળી ત્રીજી

## ૧. હરિને ભજતાં

હરિને ભજતાં હજી કોઈની લાજ
જતાં નથી જાણી રે;
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદ વાણી રે. ટેક.

વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હરણાકંસ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણ સંહાર્યો રે.
હરિને૦

વહાલે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે.
હરિને૦

વહાલે મીરાં તે બાઈનાં ઝેર હળાહળ પીધાં રે;
પાંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે.
હરિને૦

આવો હરિભજનનો લહાવો, ભજન કોઈ કરશે રે;
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોનાં દુઃખ હરશે રે.
હરિને૦

## ૨. બાપુ

મને વહાલું બાપુ કેરું નામ છે રે,
એને હૃદિયે રઘુપતિ રામ છે રે. મને૦

પહેરી પોતડી ને ચાખડીએ ચાલતા રે,
વહાલો બાવા બધાને બનાવતા રે. મને૦

ઢેડ મેલા ઘેલાને લેતા સોડમાં રે,
એનો આતમ રમે રણછોડમાં રે. મને૦

વહાલે બોખી ડોશીની લીધી સાર છે રે,
અન્નદાતા રૂડા રેંટિયાના તાર છે રે. મને૦

દુઃખ પોતે વેઠે ને બીજા હારતા રે,
વહાલો માંડે પ્રહ્લાદ કેરી વારતા રે. મને૦

## ૩. અમારો દેશ

જગતના સર્વ દેશોમાં
અમારો દેશ સારો છે;
ભલે ભૂલો કરે તોયે
અમારો દેશ સારો છે.
સરસ પહાડો અમારે ત્યાં,
સરસ નદીઓ અમારી છે;
સરસ ફૂલો સદા ઊગે,
અમારો દેશ સારો છે.
પશુ પંખી જુદાં જુદાં
અમારા દેશમાં બહુયે;
બધી ચીજો અહીં પાકે,
અમારો દેશ સારો છે.
અમારા દેશમાં સતીઓ,
અમારા દેશમાં સાધુ,
અમારા દેશમાં સૌ છે,
અમારો દેશ સારો છે.
પ્રભુનો પાડ માનીશું–
અમોને જન્મ અહીં દીધો;
સદા ગર્વે અમે કહીશું–
અમારો દેશ સારો છે.

## ૪. રામનામ લાડવા

રામનામ લાડવા રે દૂધ સાકરથી મીઠડા.

આંખો આપી છે હરિદર્શન કરવા,
નહિ તો જાણજો કોડીઓ રે! દૂધ૦

કાનો આપ્યા છે હરિકીર્તન સુણવા,
નહિ તો જાણજો કોડિયાં રે! દૂધ૦

મોઢું આપ્યું છે તને હરિગુણ ગાવા,
નહિ તો જાણજો ગોખલો રે! દૂધ૦

હાથો આપ્યા છે તને પુણ્ય દાન કરવા,
નહિ તો જાણજો ફાફડા રે! દૂધ૦

પગો આપ્યા છે હરિમંદિરમાં જાવા,
નહિ તો જાણજો થાંભલા રે! દૂધ૦

## ૫. હું નહિ જાઉં રે

મને વ્હેલો ઊઠી જગાડે છે,
હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી !

મને ઠંડે તે પાણીએ નવરાવે,
મને ટાઢો તે રોટલો ખવરાવે,
હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી !

ત્યાં તો વાઘવરુનો બહુ ભો છે,
ત્યાં તો પહાડ પર્વત બહુ મોટા છે,
હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી !

મને કાળિયો કાળિયો સૌ કહે છે,
મને ગોવાળિયા બહુ દુઃખ દે છે,
હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી !

## ૬. તુમકો મેરી લાજ

રઘુવર તુમકો મેરી લાજ !

સદા સદા મૈં સરન તિહારી,

તુમ બડે ગરીબનિવાજ. રઘુવર૦

પતિત–ઉધારન બિરુદ તિહારો,

શ્રવણુન સુની અવાજ. રઘુવર૦

હોં તો પતિત પુરાતન કહિયે,

પાર ઉતારો જહાજ. રઘુવર૦

અઘ-ખંડન, દુઃખ-ભંજન જન કે,

યહી તિહારો કાજ. રઘુવર૦

તુલસીદાસ પર કિરપા કરિયે,

ભક્તિદાન દેહુ આજ. રઘુવર૦

## ૭. ખાદી રંગ લાગ્યો

હું તો કાપડ બજારે ગઈ'તી રે,
　　　　　　ખાદી રંગ લાગ્યો;
પરદેશીનાં પોટલાં દીઠાં, ને
　　　　　　દિલને ડંખ લાગ્યો.
શોધી શોધીને બહેન! હું તો થાકી રે, ખાદી૦
જોયાં વાયલ ને આંખ થઈ રાતી રે; દિલને૦
હું તો ભર્યાં બજાર માંહ્ય ઊભી રે, ખાદી૦
કોઈ દીઠો ન દેશનો સપૂત; દિલને૦
મારા દેશમાં કપાસ ફાલ ફાલ્યો રે, ખાદી૦
વેચ્યો વેચ્યો વિદેશમાં તમામ; દિલને૦
મારા ખેડૂતે ખંતે ઉગાડ્યો રે, ખાદી૦
વસ્ત્રહીણાં ફરે છે એનાં બાળ; દિલને૦
મારા વણકરની વાત કોણ જાણે રે, ખાદી૦
પૂરો રોટલો ન પામે એનાં બાળ; દિલને૦
શિર ચોંટ્યું કલંક બહેન કાઢો રે, ખાદી૦
પરદેશીનો મોહ હવે છોડો રે; દિલને૦

## ૮. રેંટિયે લેજો હરિનું નામ

રેંટિયો દીન તણો દાતાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો ભૂખ્યાંનો ભંડાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો અન્નજળનો દેનાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો વસ્તરનો પૂરનાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો દળદરનો હરનાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો આંગણનો શણગાર,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયો ગરીબડાંની ગાય,
 રેંટિયે લેજો હરિનું નામ.

રેંટિયે ગરવાં ગુણિયલ થાય,
 રેંટિયે લેજો હરિનું નામ.

## ૯. સાગર ને ટિટોડી

સાગરને તીર એક ટટળે ટિટોડી,
ચીરી આકાશ એની ઊડે છે ચીસ:
સાગર ગોઝારા હો ઈંડાં મારાં દે,
ટટળી કળેળતી કાઢે છે રીસ. સાગરને૦

મસ્તીના ઘેનમાં ગાજે મહેરામણો,
જોને ટિટોડી ભૂંડી ટટળી મરે;
ડુંગર શાં જહાજ મેં કૈં કૈં ડુબાવ્યાં,
ઈંડાં ભૂંડાં તારાં પાછાં ફરે? સાગરને૦

થાકી ટિટોડીએ દુનિયાની પંખજાત
ઘેરે ઘેરે જઈ ભેગી કરી:
ઈંડાં ટિટોડીનાં પાછાં અપાવવા
પંખીની સેન ત્યાં આવી ચડી. સાગરને૦

ચાંચે સમાણું જે તરણું કે કાંકરો,
પાણો પથ્થર સા પંજે લઈ;
માંડચો સાગરને પંખીએ પૂરવા,
દરિયાની ઊંઘ ત્યાં ઊડી ગઈ. સાગરને૦

સાતે પાતાળનાં સરક્યાં પાણીડાં,
દરિયાને પેટ આગ ભડકી રહી;

દરિયો ત્યાં હારિયો, કરગરતો આવિયો
ઈંડાં ખોબામાં પાછાં લઈ. સાગરને૦

સાગરને તીર ત્યાં હરખે ટિટોડી,
મોતીશાં ઈંડાં પાછાં લઈ;
સૌને ડુબાડતો દરિયો મેં ડારિયો,
એનો સૌ ભેદ મેં જોયો જઈ. સાગરને૦

## ૧૦. ગોવિંદ લીનો મોલ

માઈ મૈંને ગોવિંદ લીનો મોલ !
ગોવિંદ લીનો મોલ, માઈ૦

કોઈ કહે સસ્તા, કોઈ કહે મહેંગા,
લીનો તરાજૂ તોલ. માઈ૦

કોઈ કહે ઘરમેં, કોઈ કહે બનમેં,
રાધા કે સંગ કિલોલ. માઈ૦

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
આવત પ્રેમ કે ડોલ. માઈ૦

# ગ્રામભજનમંડળી

## મંડળી ચોથી

## ૧. શૂરાનો મારગ

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી,
વળતી લેવું નામ જોને. હરિનો૦

સુત વિત્ત દારા શીશ સમર્પે,
તે પામે રસ પીવા જોને;
સિન્ધુ મધ્યે મોતી લેવા,
માંહી પડ્યા મરજીવા જોને. હરિનો૦

મરણ આગમે તે ભરે મુઠ્ઠી,
દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભા જુએ તમાશો,
તે કોડી નવ પામે જોને. હરિનો૦

પ્રેમપંથ પાવકની જ્વાળા,
ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે,
દેખનારા દાઝે જોને. હરિનો૦

માથા સાટે મોંઘી વસ્તુ,
સાંપડવી નહિ સહેલ જોને;

મહાપદ પામ્યા તે મરજીવા,
મૂકી મનનો મેલ જોને. હરિનો૦

રામ અમલમાં રાતા માતા,
પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા,
તે રજનીદિન નરખે જોને. હરિનો૦

## ૨. મેરે તો ગિરિધર ગોપાલ

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ!
દૂસરા ન કોઈ, સાધો, સકલ લોક જોઈ. મેરે૦
ભાઈ છોડ્યા, બંધુ છોડ્યા, છોડ્યા સગા સોઈ,
સાધુ સંગ બૈઠ બૈઠ લોક-લાજ ખોઈ. મેરે૦
ભગત દેખ રાજી હુઈ, જગત દેખ રોઈ,
અઁસુવન જલ સીંચ સીંચ પ્રેમ-વેલી બોઈ. મેરે૦
દધિ મથ ઘૃત કાઢિ લિયો, ડાર દઈ છોઈ,
રાણા વિષ કો પ્યાલા ભેજ્યો, પીય મગન હોઈ. મેરે૦
અબ તો બાત ફૈલ ગઈ, જાને સબ કોઈ;
મીરાં એમ લગન લગી, હોની હો સો હોઈ. મેરે૦

## ૩. અમર આશા

ભારત માતની આઝાદી
 મારી અમ્મર આશા હો !
મારા દેશની આબાદી
 અંતરની અભિલાષા હો ! ભારત૦

ભારત મારી, હું ભારતનો,
 અતૂટ પ્રેમસગાઈ;
ભારત માની સેવા
 મારી એ જ તમન્ના હો ! ભારત૦

શા માટે મા તારી આંખે
 અખંડ અશ્રુધારા ?
ત્રીસ કોટિની કુરબાની
 તુજ બન્ધવિનાશા હો ! ભારત૦

ઊઠો ભૈયા ! સંગ ચલો સૌ
 ચઢવા મુક્તિમિનારા;
સોળ કળાએ સ્વતંત્ર ભારત
 પૂર્ણ પ્રકાશા હો ! ભારત૦

## ૪. શુદ્ધિનો યજ્ઞ

યજ્ઞ અમે માંડ્યો રે,
તનમનની શુદ્ધિ કરવા.
ખાદી ને રેંટિયો ઘરમાં વસાવ્યાં,
દુઃખનો દરિયો તરવા. યજ્ઞ૦
દારૂ તાડીને દફનાવી દીધાં,
કોઠીમાં જાર રૂડી ભરવા. યજ્ઞ૦
ખોટાં ઘરેણાં ખાડામાં ફેંક્યાં,
ચેપી રોગોથી ઊગરવા. યજ્ઞ૦
સાદા જીવનની લીધી પ્રતિજ્ઞા,
સંતોના પંથમાં ભળવા. યજ્ઞ૦
ગાંધીનાં પ્રેમબાણ હૈયામાં ઝીલ્યાં,
જાત હોમી દેશસેવા કરવા. યજ્ઞ૦

## ૫. ગાંધી મસાલો

અસુખ જીવમાં વાધ્યું ઘણું ને
રોગે તે દેશને ઘેરિયો રે;
દેશદેશના બહુ વૈદો જ તેડિયા,
તેમ તેમ રોગ બહુ વાધિયો રે. અસુખ૦

પીડા તે પારખી ગાંધીજી ધાયા,
મરી મસાલો આપિયો રે;
જેમ જેમ આપિયો તેમ તેમ માગિયો,
આખો હિંદ તો જાગિયો રે. અસુખ૦

રાનીપરજમાં ગાંધી મસાલો
ઘણા જનોએ ચાખિયો રે;
ચાખિયો ચાખિયો, એટલો તો ચાખિયો,
આખા ડિલ પર નાખિયો રે. અસુખ૦

તેજાનો ઘણો ગુણકારી એ તો,
રોગીના રોગને હાંકિયો રે;
નીરોગી થઈને સબળા રે બનિયા,
પગમાં જોર નવું આવિયું રે. અસુખ૦

સર્વે ભાઈઓ ગાંધી મસાલો
ગજવે ઘાલી રાખજો રે;
શાકમાં નાખજો, પાકમાં નાખજો,
એમ ને એમ તમે ફાકજો રે. અસુખ૦

## ૬. ગાંધી તારા રાજમાં

ગાંધી તારા રાજમાં ધોળી ટોપીનો ઘેર,

રૂડો ગાંધીડો !

કપાસ પીલી, રૂને પીંજી, પૂણી બનાવશું આજેજી;
પૂણી કાંતી, સૂતર વણીને, ખાદી ઓઢશું આજેજી.
ગાંધી તારા રાજમાં ખેડૂત કરે છે લહેર,

રૂડો ગાંધીડો !

વિદેશી કાપડ ભૂખે મારે, વાપરવું એ શોભે નહિ;
ભૂખે મરીને, ગુલામ બનીને, જંજીરે જકડાવું નહિ.
ગાંધી તારા રાજમાં ગરીબ કરે છે લહેર,

રૂડો ગાંધીડો !

મરદો જેવા મરદો થઈને ગુલામી તમને શોભે નહિ;
શૂર બનો, આઝાદ બનો સૌ, કદી કોઈથી ડરવું નહિ.

## ૭. સંત

સંત પરમ હિતકારી,

જગત માંહીં સંત પરમ હિતકારી !

પ્રભુપદ પ્રગટ કરાવત પ્રીતિ,

ભરમ મિટાવત ભારી. જગત માંહીં૦

પરમ કૃપાલુ સકલ જીવન પર,

હરિ સમ સબ દુઃખહારી. જગત માંહીં૦

ત્રિગુણાતીત ફિરત તન ત્યાગી,

રીત જગતસે ન્યારી. જગત માંહીં૦

બ્રહ્માનંદ સંતનકી સોબત,

મિલત હૈ પ્રકટ મુરારી. જગત માંહીં૦

## ૮. પૂજારણ

હું તો પૂજારણ હો ! ભારત માતની,
આવોને પૂજીએ હો બહેન;
પૂજારણ હો ! ભારત માતની.
મારો પૂજાપો બહેન ! આજ તો ઊણો અધૂરો;
પૂજાના ભવ્ય ઉર-કોડ, પૂજારણ હો !
મારે પૂજામાં બહેન ! અર્પવાં ભક્તિનાં ફૂલડાં;
આશાનો ચેતવું પ્રદીપ, પૂજારણ હો !
દેવીનાં ચરણે બહેન ! રાખવું હૈયું આ રમતું;
આરતીએ મુક્તિ તણાં ગીત, પૂજારણ હો !
સાધવાં સ્વરાજ્ય મારે બહેન ! માંડવા યજ્ઞો અમોલા;
દેવાં છે દેહ બલિદાન, પૂજારણ હો !
આવો તો પૂજીએ બહેન ! આજ સૌ ભેળાં મળીને;
હૈયું બન્યું હવે અધીર, પૂજારણ હો !

## ૯. જેને રામ રાખે

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે ?
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે. ધ્રુવ૦

ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રાય;
થળને થાનક જળ ચલાવે, જળ થાનક થળ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનું તરણું કરી દાખવે. જેને૦

નીંભાડાથી બળતાં રાખ્યાં માંજારીનાં બાળ;
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦

બાણ તાણીને ઊભો પારધી, સીંચાણો કરે તકાવ;
પારધીને પગે સર્પ જ ડસિયો, સીંચાણા શિર પર ઘાવ;
બાજ પડ્યો હેઠો રે, પંખી ઊડી ગયાં સુખે. જેને૦

ગજ કાતરણી લઈને બેઠો દરજી તો દીનદયાળ;
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ મારો હીંડે હકે. જેને૦

## ૧૦. દેવળ

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું,
　　મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું. ધ્રુ૦
આ રે કાયા રે હંસા ડોલવાને લાગી રે;
　　પડી ગયા દાંત, માંહ્યલી રેખું તો રહ્યું. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યુ બંધાણી રે;
　　ઊડી ગયો હંસ, પાંજર પડી તો રહ્યું. મારો૦
બાઈ મીરાં કહે છે પ્રભુ, ગિરિધરના ગુણ;
　　પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં.　　મારો૦

# ગ્રામભજનમંડળી

## મંડળી પાંચમી

| | |
|---|---|
| ૧. પાયોજી મૈંને રામ રતન ધન | મીરાંબાઈ |
| ૨. નારાયણનું નામ જ લેતાં | નરસિંહ મહેતા |
| ૩. અમે હાથે તે કામ બધાં | જુગતરામ દવે |
| ૪. અમે બાળાં ને ભોળાં ગામડિયાં | અજ્ઞાત |
| ૫. માથે કાંતવાનું દેવું | પ્રીતમલાલ |
| ૬. નામ કો આધાર તેરે | અજ્ઞાત |
| ૭. રામ રાખે તેમ રહીએ | અજ્ઞાત |
| ૮. જે ગમે જગતગુરુ | નરસિંહ મહેતા |
| ૯. મોરી લાગી લટક | મીરાંબાઈ |
| ૧૦. હો યુગદેવ ! પૂજું પાવડીઓ | મૂળજીભાઈ |

## ૧. રામ રતન ધન

પાયોજી મૈંને રામ રતન ધન પાયો. ટેક

વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ,
કિરપા કર અપનાયો. પાયોજી

જનમ જનમકી પૂંજી પાઈ,
જગમેં સભી ખોવાયો. પાયોજી

ખરચૈ ન ખૂટૈ, વાંકો ચોર ન લૂટૈ,
દિન દિન બઢત સવાયો. પાયોજી

સતકી નાવ, ખેવટિયા સતગુરુ,
ભવસાગર તર આયો. પાયોજી

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
હરખ હરખ જસ ગાયો. પાયોજી

## ૨. વારે તેને તજીએ

નારાયણનું નામ જ લેતાં
વારે તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને
લક્ષ્મીવરને ભજીએ રે. નારાયણનું૦

કુળને તજીએ, કુટુંબને તજીએ,
તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજીએ,
જેમ તજે કંચુકી સાપ રે. નારાયણનું૦

પ્રથમ પિતા પ્રહ્લાદે તજિયો,
નવ તજિયું હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા,
નવ તજિયા શ્રીરામ રે. નારાયણનું૦

ઋષિપત્નીએ શ્રીહરિ કાજે
તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કાંઈયે ન ગયું,
પામી પદારથ ચાર રે. નારાયણનું૦

વ્રજવનિતા વિઠ્ઠલને કાજે
સર્વ તજીને ચાલી રે;
ભણે નરસૈંયો વૃન્દાવનમાં,
મોહન સાથે મહાલી રે. નારાયણનું૦

## ૩. હાથે કામ કીજીએ

અમે હાથે તે કામ બધાં કીજીએ રે;
નહિ બાધા કે બંધનોથી બીજીએ રે. અમે૦

અમે જોઈએ તપાસીએ ને બૂજીએ રે;
અમે ભાંગીએ તોડીએ ને પાછાં જોડીએ રે. અમે૦

અમે સર્વે દેશોમાં ઘૂમી આવીએ રે;
જેવા ફાવે તેવા સાજ અંગ ધારીએ રે. અમે૦

કોને પરવા છો પહોંચીએ કે થાકીએ રે;
કોને પરવા છો ફાવીએ કે હારીએ રે. અમે૦

અમે લીધાં કામ એમ કેમ છોડીએ રે ?
કદી છોડીએ તો મોત માગી લીજીએ રે. અમે૦

અમે બાવડાંના બળે નિપજાવીએ રે;
પ્રાણ ખરચીને ગમતાં ઘર બાંધીએ રે;
એવાં હાથનાં ચણેલ ઘર વસાવીએ રે. અમે૦

## ૪. બાળાં ભોળાં ગામડિયાં

અમે બાળાં ને ભોળાં ગામડિયાં,
અમે રેંટિયા શાં ઘૂમીએ ગોળ —
હળી મળી હૈયાના હેતની લો તાળી.

અમે કામ કરનાર કામણગારાં,
અમે જાણીએ નહિ જરી ડોળ. હળી મળી૦

અમે મૂગાં મૂગાં ભારને વહીએ;
નવ કરીએ બક બક બક. હળી મળી૦

અમે ઘર લીંપીએ દઈ ઓકળીઓ,
અમ વાસણ તો ચક ચક ચક. હળી મળી૦

અમ હૈયાં મીઠાં ને ઊજળાં;
અમે મીઠડાં દૂધ દોહનાર. હળી મળી૦

અમે સાચા તે સારને ખેંચીએ,
ફેરવીએ વલોણાં ઘરરર. હળી મળી૦

અમે હસતાં રમતાં જઈએ કૂવે,
ખેંચી પાણીડાં કાઢીએ સરરર. હળી મળી૦

અમે વડલાની ડાળે ઝૂલતાં,
ભૂલી જઈએ વૈશાખના તાપ. હળી મળી૦

અમે ખેતરે જઈને મલપંતાં,
ભૂલી જઈએ ત્યાં ઘરના સંતાપ. હળી મળી૦
અમે અભણ છતાં સુખદુઃખમાં
ભજી જાણીએ રામ રામ રામ. હળી મળી૦
થઈ વેળ હવે કામે જઈશું અમે;
તમે આમ—અમે આમ આમ આમ. હળી મળી૦

## ૫. કાંતવાનું દેવું

માથે કાંતવાનું દેવું,
જોજો ભૂલમાં નહિ જાય;
એનું વ્યાજ ઘોડા જેવું,
જોજો પાછળ નહિ પહોંચાય.
આજ વિતાડી જો આળસમાં,
કાલ ઢાંકવાં થાશે વસમાં;
આગ લાગે ત્યારે—
જ્યારે આગ લાગે ત્યારે
જોજો કૂવો નહિ ખોદાય. માથે૰
ગરીબનું છે પૂજન માંડ્યું,
અક્ષત કુંકુમ પાર ઉતાર્યું;
દરિદ્રનારાયણનું—
અંતે દરિદ્રનારાયણનું
જોજો નૈવેદ્ય નહિ વીસરાય. માથે૰
રંક સુખી ત્યાં રાજ સુખી છે,
રંક દુઃખી ત્યાં રાજ દુઃખી છે;
રંકનો પડછાયો—
રાજા રંકનો પડછાયો:
જોજો કાયમનો એ ન્યાય. માથે૰

## ૬. નામકો આધાર

નામકો આધાર, તેરે નામકો આધારા !
મેરી મેરી કરત ફિરત દિન હી રૈન સારા રે;
નજર ભરકે દેખ પ્રાણી ! ઢંઢકા પસારા રે.
નામકો૦

જમુનામેં ગેંદ ગીરી, ગ્વાલબાલ હારા રે;
કાલિનાગ નાથ લીનો, કૃષ્ણ ભયે કારા રે.
નામકો૦

રાજા બલિ કે દ્વારે ઠાડે, વામનરૂપ ધારા રે;
બીસ ભુજા રાવણકી છિનમેં કાટ ડારા રે.
નામકો૦

મથુરામેં જન્મ લીનો, ગોકુલ સિધારા રે;
કંસ કો નિરવંશ કીનો, મોર મુકુટ ધારા રે.
નામકો૦

## ૭. રામ રાખે તેમ રહીએ

રામ રાખે તેમ રહીએ,
ઓધવજી, રામ રાખે તેમ રહીએ.

આપણે ચિઠ્ઠીના ચાકર છૈયે,
ઓધવજી, રામ રાખે તેમ રહીએ.

કોઈ દિન રહેવાને બાગ બગીચા,
તો કોઈ દિન જંગલમાં રહીએ.
ઓધવજી૦

કોઈ દિન ભોજન શીરો ને પૂરી,
તો કોઈ દિન ભૂખ્યા રહીએ.
ઓધવજી૦

કોઈ દિન પહેરવાને હીરનાં ચીર,
તો કોઈ દિન સાદાં ફરીએ.
ઓધવજી૦

કોઈ દિન સૂવાને ગાદી ને તકિયા,
તો કોઈ દિન ભોંય પર સૂઈએ,
ઓધવજી૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
સુખ દુઃખ સરવે સહીએ.
ઓધવજી૦

## ૮. જે ગમે જગદીશને

જે ગમે જગતગુરુ દેવ જગદીશને
 તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
 ઊગરે એક ઉદ્વેગ ધરવો. જે ગમે૦

હું કરું હું કરું એ જ અજ્ઞાનતા,
 શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે,
 જોગી જોગેશ્વરા કોક જાણે. જે ગમે૦

નીપજે નરથી તો કોઈ ના રહે દુઃખી,
 શત્રુ મારીને સહુ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દષ્ટે આવે નહિ
 ભવન પર ભવન પર છત્ર દાખે. જે ગમે૦

ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા,
 માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું
 તેહને તે સમે તે જ પહોંચે. જે ગમે૦

ગ્રંથ ગડબડ કરી વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે,
સત્ય છે એ જ મન એમ સૂઝે. જે ગમે૦

સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે:
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે ગમે૦

## ૯. ગુરુચરણ

મોરી લાગી લટક ગુરુચરનન કી. મોરી૦

ચરન બિના મુઝે કછુ નહીં ભાવે,
ઝૂઠ માયા સબ સપનન કી. મોરી૦

ભવસાગર સબ સૂખ ગયા હૈ,
ફિકર નહિ મુઝે તરનન કી. મોરી૦

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
ઊલટ ભઈ મોરે નયનન કી. મોરી૦

## ૧૦. યુગદેવ

હો યુગદેવ! પૂજું પાવડીઓ!
કંઈ ઉઘાડી તેં અમ આંખડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.
કંઈ ખિલાવી તેં ઉર પાંખડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.

માત-મુક્તિના મંત્ર મધુરા
શીખવ્યા વગાડી વાંસળી, હો!
યુગદેવ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલછાબડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.

મોહજાળ તિમિર મહીં એ
ભૂલ્યાં હતાં સૌ વાટડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.
અંધાર વિદારતો ચાંદલિયો,
યુગદેવ! પૂજું પાવડીઓ.

દુઃખે ડૂબેલાં બન્ધુ અને એ
દુઃખે ડૂબી'તી ગાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
તારી તેં અમ નાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

શાન્તિ-નીતિના પાઠ ભણાવી,
વરસાવી સુખ વાદળીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલછાબડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

# ગ્રામભજનમંડળી

## મંડળી છઠ્ઠી

| | | |
|---|---|---|
| ૧. | ક્યોં સોયા ગફલત કા માતા | નિત્યાનંદજી |
| ૨ | કોણ તપસ્વી આવ્યો રે | જ્યોત્સ્નાબહેન |
| ૩. | મારું નાનકડું ગામ | ચીમનલાલ ભટ્ટ |
| ૪. | પીઠાનું પારખું જુઓ મારા ભાઈ | અજ્ઞાત |
| ૫. | બનીને વીર આમ્હાં | જીવણસિંહ |
| ૬. | મને કહોને પરમેશ્વર કેવા હશે | પ્રીતમલાલ |
| ૭ | સંતકૃપાથી છૂટે માયા | પ્રીતમદાસ |
| ૮. | માંગત ગરીબોંકી રોટી | અજ્ઞાત |
| ૯. | નામજપન ક્યોં છોડ દિયા | ગુરુ નાનક |
| ૧૦. | પુનિત સંતોનાં વૃંદ | મંજુલાલ |

## ૧. જાગ રે નર જાગ રે!

ક્યોં સોયા ગફલતકા માતા,
જાગ રે નર જાગ રે! ક્યોં૦

યા જાગે કોઈ જોગી ભોગી,
યા જાગે કોઈ ચોર રે;
યા જાગે કોઈ સંત પિયારા,
લગી રામ સોં ડોર રે. ક્યોં૦

ઐસી જાગન જાગ પિયારે,
જૈસી ધ્રુવ પ્રહ્લાદ રે;
ધ્રુવકો દીન્હી અટલ પદવી,
પ્રહ્લાદ કો રાજ રે. ક્યોં૦

મન હૈ મુસાફિર તનુ કે સરાહ બિચ,
તૂ કીત્તા અનુરાગ રે?
રૈની બસેરા કર લે ડેરા,
ઊઠ ચલના પરભાત રે. ક્યોં૦

સાધુસંગત સતગુરુસેવા,
પાવૈ અચલ સુહાગ રે;
નિતાનંદ ભજ રામ ગુમાની!
જાગત પૂરન ભાગ રે. ક્યોં૦

## ૨. ભારતગૌરવ ગાંધી

કોણ તપસ્વી આવ્યો ?

રે ! કોણ મહાજન આવ્યો ?

વૈભવ કીર્તિ તૃષ્ણા ત્યાગી,
ભવ્ય ફકીરીનો અનુરાગી,
દીન દલિતનો સાચો સંગી,
પંચ મહાવ્રતધારી : રે ! ભારતગૌરવ ગાંધી.

છોને વસ્ત્રવિહીન શરીરે,
પગપાળો દૂર પંથે વિચરે,
ઘોર તિમિરે દીપક ધારે,
ડૂબતાં માનવ તારે : રે ! ભારતગૌરવ ગાંધી.

માનવમુક્તિ કાજ તલસતો,
રંક અમીરનો ભેદ ભૂલવતો,
અજાતશત્રુ થઈને ફરતો,
પુણ્યપુરુષ કો દીઠો : રે ! ભારતગૌરવ ગાંધી.

ભારતના ઉજ્જ્વલ આકાશે,
સ્વાધીનતાના નવ ઇતિહાસે,
કુંકુમઅંકિત લેખ લખાશે,
ભારત ભાગ્યવિધાયક : રે ! વિશ્વવિભૂતિ ગાંધી.

## ૩. મારું નાનકડું ગામ

મારું નાનકડું ગામ—મારું રૂપકડું ગામ,
શુક્ર તારા સમું મનોહારી હો રામ!
મારું નાનકડું ગામ—મારું વહાલીડું ગામ,
તારી નાની શી દેહ, દિલ મોટું હો રામ!
મારું નાનકડું ગામ—મારું મોંઘેરું ગામ,
તારે ભોળે હૈયે તે ભાવ ઝાઝા હો રામ!
મારું નાનકડું ગામ—મારું થનગનતું ગામ,
તારાં સાદાં જીવન કંઈ અમીભર્યાં હો રામ!
મારું નાનકડું ગામ—મારું ટેકીલું ગામ,
તારાં સાચાં જીવન મહેકમહેકતાં હો રામ!
મારું નાનકડું ગામ—મારું ઝગમગતું ગામ,
દેશમંદિરનો ટમટમતો દીવો હો રામ!
મારું નાનકડું ગામ—સંપસંપીલું ગામ,
જ્યાં ગંગા જમનાની એકદિલી હો રામ!
મારું ગોકુળિયું ગામ—તારે ખોળે હો રામ,
ધ્રુવ પ્રહ્લાદ શા બાળ ખેલે હો રામ!
મારું નાનકડું ગામ—તારે આંગણિયે રામ,
ગ્રામલક્ષ્મીનાં તેજ પથરાયાં હો રામ!

## ૪. પીઠાનું પારખું

પીઠાનું પારખું જુઓ મારા ભાઈ,
 ડાહ્યા નર ફરે દીવાના થઈ,
બે ચાર ભાઈબંધ ટોળે મળીને,
 ગયા પીઠાની માંહી;
કલાલ કહે તમે ક્યાં રે ગયા'તા ?
 આવોને મારા ભાઈ. પીઠાનું૦

એક પ્યાલીએ ને બીજી પ્યાલીએ,
 અગમની વાતો થઈ;
ત્રીજી પ્યાલીએ ને ચોથી પ્યાલીએ,
 પડ્યા ગટરની માંહી. પીઠાનું૦

દારૂના ઘેનમાં લવતાં લવતાં
 મારંમારા થઈ;
પોલીસવાળાની નજરે પડ્યા ત્યારે,
 લઈ ગયા ગેટની મહીં. પીઠાનું૦

એક ભાઈબંધ જ્યારે છૂટીને આવ્યો,
 પૂછવા લાગી એની બાઈ;
કલ્લાં આપો હાંસડી આપો,
 છોડાવી લાવું મારો ભાઈ. પીઠાનું૦

જણસો વેચીને વકીલ કર્યો પણ,
 એનું વળ્યું નહિ કંઈ;
ભાઈબંધ પહોંચ્યા સાબરમતી ત્યારે
 બાઈડી બીજાને ગઈ. પીઠાનું૦

## ૫. યુવકનું ગીત

બનીને વીર આમ્હાં જગે ચાલુંહું,
મચ્યહું કા જીતુંહું એકુ જ હેય વિચાર ! બનીને૦

મેદાનમાંય એઈ તુમાં આવી જાયારા,
જોર કલહ હોય તીં દેખાડા આમીં ! બનીને૦

વ્યસન મૂળથી જ ખોદી ટાકુહું,
ખોટા ખોટા રિવાજ તાંગાડી કાઢુંહું ! બનીને૦

જુગમાંય ચાંદ જેહેં ઉદી નીંગેહું,
તંહેંજ આમ્હાં ચળકી ઊઠુંહું ! બનીને૦

દુઃખ ભલે યેને સામી છાતીએ,
માર ઘણી ખુશીથી વેઠી જ લહું ! બનીને૦

જાતિ માટે જીવ બી દાહું ખુશીથી,
દુનિયામાંય ડંકો વજાડી જાહું ! બનીને૦

## ૬. પરમેશ્વર કેવા હશે ?

મને કહોને પરમેશ્વર કેવા હશે ?
    ક્યાં રહેતા હશે ? શું કરતા હશે ? મને૦

ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજ ને
    તારાને ગૂંથનાર કેવા હશે ? મને૦

આંબાની ઊંચી ડાળે ચડીને
    મોરોના મૂકનાર કેવા હશે ? મને૦

મીઠા એ મોરોનો સ્વાદ ચખાડી
    કોયલ બોલાવનાર કેવા હશે ? મને૦

ઊંડા એ સાગરનાં મોજાં ઉછાળી
    ઘૂ ઘૂ ગજાવનાર કેવા હશે ? મને૦

મનેય મારી માડીને ખોળે
    હેતે ઝુલાવનાર કેવા હશે ? મને૦

## ૭. સંતકૃપા

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સમરણ કરતાં, પાંચે પાતક જાય જોને.
સંત૦

કેસરી કેરે નાદે નાસે કોટી કુંજરજૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે સઘળી વાતે સૂથ જોને.
સંત૦

અગ્નિને ઊધઈ ન લાગે, મહામણિને મેલ જોને;
અપાર સિંધુ મહાજળ ઊંડાં, મર્મીને મન સહેલ જોને.
સંત૦

બાજીગરની બાજી તે તો જંબૂરો સૌ જાણે જોને;
હરિની માયા બહુ બળવંતી, સંત નજરમાં નાણે જોને.
સંત૦

સંત સેવતાં સુકૃત વાધે, સહેજે સીઝે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતાં, પામે અખંડ રાજ જોને.
સંત૦

## ૮. ગરીબોં કી રોટી

મોંગત ગરીબોં કી રોટી,
મોહન પ્યારે, માંગત ગરીબોં કી રોટી.
મેરે ગરીબોં કો ખાના મિલે ના,
ઉનકો ખિલાઓ કોઈ રોટી. મોહન૦
મેરે ગરીબોં કો કપડે મિલે ના,
ઉનકો પહિનાઓ કોઈ ધોતી. મોહન૦
મેરે ગરીબોં કો રહના મિલે ના,
કુટિયાં દિલાઓ કોઈ છોટી. મોહન૦
મેરે ગરીબોં કે દર્દી પિછાનો કોઈ,
ઉનકો દો મહોબ્બત થોડી. મોહન૦

## ૯. ક્યોં છોડ દિયા?

નામ જપન ક્યોં છોડ દિયા ?
ક્રોધ ન છોડા, ઝૂઠ ન છોડા,
    સત્ય બચન ક્યોં છોડ દિયા ? નામ૦
ઝૂઠે જગ મેં દિલ લલચા કર
    અસલ બતન ક્યોં છોડ દિયા ?
કૌડી કો તો ખૂબ સમ્હાલા
    લાલ રતન ક્યોં છોડ દિયા ? નામ૦
જેહિ સુમિરનતે અતિ સુખ પાવે,
    સો સુમિરન ક્યોં છોડ દિયા ?
ખાલસ ઇક ભગવાન ભરોસે,
    તન મન ધન ક્યોં ન છોડ દિયા ? નામ૦

## ૧૦. આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

પુનિત સંતોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
મૈયા ભારતી સોહન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

કુંજે વસતી કંઈક ગુંજે નવ પ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકન્ત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી !
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

અંતર મહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસન્ત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

શોભન જગમોહને બતાવી જીવન-માધુરી,
હિંદી નવ કોડે હસન્ત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

# ગ્રામભજનમંડળી

## મંડળી સાતમી

# ૧. પ્રેમસગાઈ

સબસે ઊંચી પ્રેમસગાઈ,
દુર્યોધનકો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ.
સબસે૦

જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધિ પ્રેમ લગાઈ,
પ્રેમકે બસ નૃપ-સેવા કીન્હી, આપ બને હરિ નાઈ.
સબસે૦

રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કીન્હો, તામેં જૂઠ ઉઠાઈ,
પ્રેમકે બસ અર્જુનરથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ.
સબસે૦

ઐસી પ્રીતિ બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઈ,
સૂર કૂર ઇસ લાયક નાહિ, કહઁ લગિ કરૌં બડાઈ.
સબસે૦

## ૨. જાગો ઓ હિન્દબાલ

જાગો ઓ હિંદબાલ, સુપ્રભાત રાજે;
જાગો ભારતકુમાર, ધન્ય ઘડી આજે.

હૃદય હૃદય એક ગાન,
રોમ રોમ એક તાન;

મુક્ત કંઠ મુક્ત પ્રાણ ગગન ભરી ગાજે. જાગો૦

ત્રીસ કોટિ દેહ ભલે,
આત્મજ્યોત એક જલે;

શક્તિ ભક્તિ સાથ મળે જન્મભૂમિ કાજે. જાગો૦

ના સુરાજ્ય ના કુરાજ્ય,
ના, નહિ વિદેશી રાજ્ય;

જય સ્વરાજ્ય! જય સ્વરાજ્ય! જીવનગીત ગાજે. જાગો૦

બંધ સકલ છિન્ન થાઓ,
તિમિર દૂર દૂર જાઓ;

સર્વોદય સિદ્ધ થાઓ: એ જ આશ આજે. જાગો૦

થાક નહિ, જંપ નહિ,
પરમ ઝોમ એક સહી;

પ્રેમમત્ત ચિત્ત મહીં મુક્તિબીન બાજે. જાગો૦

મુક્તિનું સુપર્વ આજ,
મુક્ત મુક્ત ગગન આજ;

મુક્ત હૃદય માંહી આજ ભારતી બિરાજે. જાગો૦

## ૩. પરાણી

દયા ધરમના ધારતા રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી !

કેવડી તીણી આર ચડાવી તેં દયા હૃદયમાં આણી રે ?
તારી જોવા દે પરાણી !

ગાયોના પૂજારી રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી !

કુંકુમ ને તારા અક્ષતામાં કેવડી આર સંતાડી રે ?
તારી જોવા દે પરાણી !

જગત કેરા તાત રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી !

મૂંગા આ તારા પુત્રની શોણે ચામડી થઈ ગઈ કાણી રે ?
તારી જોવા દે પરાણી !

રંગીલા હાંકેડુ રે, તારી જોવા દે પરાણી રે,
તારી જોવા દે પરાણી !

એક બે ગોદા ખાય તો તારી થાળ પડે તોફાની રે !
તારી જોવા દે પરાણી !

ફરસી સારી, બરછી સારી, જેની રમત બેચાર ઘાની રે,
જેની રમત બેચાર ઘાની;

પળે પળે આ ડંખ દેતી વીંછણ ભૂંડી પરાણી રે,
તારી જોવા દે પરાણી!
તીર અને તરવાર શોધી બાઝો છો બોલતાં પ્રાણી રે,
તમે બાઝો છો બોલતાં પ્રાણી!
અબોલ જીવને પીડવા શીદ શોધી આ દૈત્ય પરાણી રે?
તારી જોવા દે પરાણી!
ગાવા સુણવા ને વાહવા કરવા નથી મલાવી આ વાણી રે,
મેં નથી મલાવી આ વાણી;
તાણી કાઢ આર, અહિંસક કર આજ ને આજ પરાણી રે,
તારી જોવા દે પરાણી!

## ૪. મારી માડી

હોય ભલે મોટી મોટી મહોલાતો શોભાવાળી,
જે ઝૂંપડીએ જન્મ ધર્યો લાગે મુજને રઢિયાળી.

ગોરી ગુમાનભરી માતાઓ પરની સંપતશાળી,
દીન ભલી મારી માડીની ગોદ મને હૂંફાળી.

શી સોહે રાજાની વાડી લીલી કુંજોવાળી,
મીઠી મુજને ઘરઆંગણના લીમડિયાની ડાળી.

ઝગઝગતા વીજળીના દીવે રોજ બધે દિવાળી,
તેલ-પૂર્યાં માના દીવડિયાની શોભા નિહાળી.

માઈલ મિનિટે ઊડતી સૌને ભાવે ભૂંકણ-ગાડી,
હૈયું હરખે નીરખી વહેલડી ઘમઘમ ઘૂઘરમાળી.

ફક્કડ ફૂટડી ફૂંકે ઊડતી સોંઘી મિલની સાડી,
મને ખપે માડીજાયાની ખાદી સાદી જાડી.

છો જગ કહેતું આખું મુજને અણસુધરેલ અનાડી,
વહાલી તારી ધૂળ મને પવિતર હો જુગ જુગ માડી.

## ૫. લાજ રાખો ગિરિધારી

અબકી ટેક હમારી, લાજ રાખો ગિરિધારી. ધ્રુ૦

જૈસી લાજ રાખી અર્જુન કી, ભારત યુદ્ધ મંઝારી,
સારથી હોકે રથકો હાંકો, ચક્રસુદર્શનધારી;
ભક્તનકી ટેક ન ટારી. અબકી૦

જૈસી લાજ રાખી દ્રૌપદી કી, હોન ન દીન્હી ઉઘારી,
ખેંચત ખેંચત દો ભુજ થાકે દુઃશાસન પચહારી;
ચીર બઢાયો મુરારી. અબકી૦

સુરદાસકી લાજ રાખો, અબ કો હૈ રખવારી ?
રાધે રાધે શ્રીવર પ્યારો, શ્રીવૃષભાનદુલહારી;
શરણ તક આયો તુમ્હારી. અબકી૦

## ૬. માછીડા હોડી હલકાર

માછીડા હોડી હલકાર! મન હરિ મળવાનું;
મારે જાવું છે પેલે પાર, મન હરિ મળવાનું.
માછીડા૦

તારી રે હોડીએ હીરલા જડાવું,
ફરતી મુકાવું ઘૂઘરમાળ, મન હરિ મળવાનું.
માછીડા૦

સોને મઢાવું ને રૂપે મઢાવું,
દઉં હું ગળાનો હાર, મન હરિ મળવાનું.
માછીડા૦

આણે તીરે ગંગા, પેલે તીરે જમુના,
વચમાં ઊભા રે નંદલાલ, મન હરિ મળવાનું.
માછીડા૦

શાંતિદાસનો સ્વામી રસિક શિરોમણિ,
કૃષ્ણજી ઉતારે પેલે પાર, મન હરિ મળવાનું.
માછીડા૦

## ૭. દેવ! તારે કાજે

પથ્થર ગારો ને ઝાડવાં પૂજ્યાં, પૂજ્યાં પીંપળ પાન,
પૂજ્યા ઉંદરડા, ગાવડી પૂજી, શ્વાનને નીર્યું ધાન;
હરિજન તરસ્યો જાણી
પાયું નહિ પાવળું પાણી !
ઘૃત સુગંધી ને પુષ્પ ચડાવ્યાં, દીધાં ફળોનાં દાન,
દેવ ! મગાવીને દેગડા મોટા, દૂધે કરાવ્યાં સ્નાન;

બાળુડાંનાં દૂધમાં પાણી :
પીડિતોની ભીડ ના જાણી !
તારે કાજે મેં તો વાઘા સિવાડ્યા ને સોળ ધર્યા શણુગાર;
મહેલ સમાં તારાં મંદિર બાંધ્યાં, સાવ સોનાનાં દ્વાર.

ફાટ્યું ભંગી ગોદડું માગે,
વેરી મારી લડવા લાગે !
તારે કાજે મેં તો કેશ વધાર્યા ને લીધો અજાનો વેશ;
ચૂરમાં ચોળાવ્યાં ગોરમા'રાજોને, નાં'પી ગરીબોને ઘેંશ;

એઠું જૂઠું માગવા આવે,
નોકર મારો લાત લગાવે !
ઊંટ ગધેડાંને પાણી પાવા કાજે બાંધ્યા હવેડા ને વાવ,
માનવકુળને ખાસડે માર્યું, પૂછ્યો નહિ કંઈ ભાવ;

હરિજન ઊતરે આડો,
બિચારાનો બગડે દહાડો !
પાણામાં પેઠેલા શોધવા તુજને આંખ મીંચી ધરું ધ્યાન,
ઉઘાડી આંખોની સામે ઊભેલો ભાળું નહિ ભગવાન;
છતી આંખે આંધળા જેવો
મારા જેવો કોણને કહેવો ?
ગંગા નાહ્યો ગોમતી નાહ્યો નાહ્યો અડસઠ નીર;
હૈયું મારું તોયે પથ્થર પેઠે પલળ્યું નહિ લગીર;
પાકા કાળા પાણકા જેવો,
બન્યો મહાદેવની જેવો !

## ૮. મનને

મન તોહે કેહિ વિધિ કર સમઝાઉં ?

સોના હોય તો સુહાગ મંગાઉં, બંકનાલરસ લાઉં,
ગ્યાન શબ્દ કી ફૂંક ચલાઉં, પાની કર પીઘલાઉં. ૧

ઘોડા હોય તો લગામ લગાઉં, ઉપર જીન કસાઉં;
હોય સવાર તેરે પર બૈઠું, ચાબુક લેકે ચલાઉં. ૨

હાથી હોય તો જંજીર ઘડાઉં, ચારોં પૈર બંધાઉં;
હોય મહાવત તેરે પર બૈઠું, અંકુશ લેકે ચલાઉં. ૩

લોહા હોય તો એરણ મંગાઉં, ઉપર ધુવન ધુવાઉં;
ધુવન કી ઘનઘોર મચાઉં, જંતર તાર ખિંચાઉં. ૪

ગ્યાની હોય તો ગ્યાન સિખાઉં, સત્ય કી રાહ ચલાઉં;
કહત કબીર સુનો ભાઈ સાધુ, અમરાપુર પહુંચાઉં. ૫

## ૯. સાચું ભજન

ભજન આજ સાચું ગાઓ મારા ભાઈ,
બીજાનાં ગાણું ગાયાં બહુ ભાઈ!
ગિરધરલાલની ભગત મીરાંબાઈ,
ગરબી કૂદી કૂદી ગાઈ;
મીરાંએ વખડાં ઘોળી પીધાં,
અલ્યા તારાથી ધાડ શી મરાઈ? ભજન૦

ધ્રુવજી બાળકડે વગડો વસાવ્યો ને
અલખની ધૂન મચાઈ;
તારા જીવનની મીઠી પરોઢ તેં
ઊંઘી ઊંઘીને વિતાઈ. ભજન૦

મોરધ્વજ રાજાએ કરવત મુકાવ્યું,
આંખે ના રાતી થઈ;
પરભુને કાજે પૈસો દેતાં તારા
કાળજામાં લાય લાગી ગઈ. ભજન૦

સતિયા લોકોની વાતો લાંબી,
એને કાયાની માયા ના કંઈ;
માથું મેલીને ભક્તિ કરી ત્યારે
દુનિયામાં નામના થઈ. ભજન૦

કરમધરમ કૈં સમજ તું જાતે,
ના બીજાનું ગાયું ગાઈશ;
ભજન ગાયે તને તારી લેશે એમ
સમજ્યો તો લટકી રહીશ. ભજન૦

જાતે છે ડૂબવું ને જાતે ઊગરવું,
કોઈનું ના ચાલે કાંઈ;
કાયો ભગત કહે અક્કલ પરતાપે,
વાવ્યું તે ઊગે ભાઈ. ભજન૦

## ૧૦. ચાકર રાખોજી

મ્હાંને ચાકર રાખોજી !
ગિરિધારી લાલ ! ચાકર રાખોજી !                ટેક.

ચાકર રહસૂં, બાગ લગાસૂં, નિત ઊઠ દરસન પાસૂં;
વૃન્દાવનકી કુંજગલિનમેં ગોવિંદલીલા ગાસૂં.
મ્હાંને૰

ચાકરીમેં દરસન પાઉં, સુમિરન પાઉં ખરચી;
ભાવભગતિ જાગીરી પાઉં, તીનો બાતાં સરસી.
મ્હાંને૰

મોરમુકટ પીતામ્બર સોહે, ગલ વૈજંતી માલા;
વૃન્દાવનમેં ધેનુ ચરાવે. મોહન મુરલીવાલા.
મ્હાંને૰

ઊંચે ઊંચે મહલ બનાઉં, બિચ બિચ રાખું બારી;
સાંવરિયા કે દરસન પાઉં, પહિર કુસુમ્બી સારી.
મ્હાંને૰

જોગી આયા જોગ કરનકું, તપ કરને સંન્યાસી;
હરિભજનકું સાધુ આયે, વૃન્દાવનકે વાસી.
મ્હાંને૰

મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા, હદે રહોજી ધીરા !
આધી રાત પ્રભુ દરસન દીન્હો, જમનાજીકે તીરા.
મ્હાંને૰

# રાષ્ટ્રીય ગીતો

## ધ્વજવંદન

વિજયી વિશ્વ તિરંગા પ્યારા,
ઝંડા ઊંચા રહે હમારા !
સદા શક્તિ બરસાને વાલા,
પ્રેમ સુધા સરસાને વાલા,
વીરોં કો હરસાને વાલા,
માતૃભૂમિકા તનમન સારા.
ઝંડા ઊંચા રહે હમારા !

ઇસ ઝંડે કે નીચે નિર્ભય,
લેં સ્વરાજ્ય યહ અવિચલ નિશ્ચય,
બોલો ભારત માતાકી જય,
સ્વતંત્રતા હી ધ્યેય હમારા !
ઝંડા ઊંચા રહે હમારા !

આઓ પ્યારે વીરો આઓ,
દેશધર્મ પર બલિ બલિ જાઓ,
એક સાથ સબ મિલકર ગાઓ,
પ્યારા ભારત દેશ હમારા !
ઝંડા ઊંચા રહે હમારા !

# વંદે માતરમ્

વંદે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
　　શસ્યશ્યામલામ્ માતરમ્
　　　　　　　　વંદે માતરમ્ !

શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિતદ્રુમદલશોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
　　સુખદામ્ વરદામ્ માતરમ્
　　　　　　　　વંદે માતરમ્ !

# ભજનની પ્રથમ પંક્તિની સૂચિ

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા (ગુજરાતી લિપિમાં) | ૧—૦—૦ |
| ,, (નાગરી લિપિમાં) | ૦–૧૪—૦ |
| હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથે) | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| લોકમાતા | ૦—૪—૦ |
| સ્મરણયાત્રા | ૧—૮—૦ |
| જીવતા તહેવારો | ૦–૧૨—૦ |
| બુદ્ધલીલા | ૦–૧૨—૦ |
| આપવીતી | ૧—૪—૦ |
| મધપૂડો | ૦–૧૦—૦ |
| સીતાહરણ | ૦–૧૨—૦ |
| કુંવરબાઈનું મામેરું (ટિપ્પણ સાથે) | ૦—૬—૦ |
| આબાદ હિન્દુસ્તાન! | ૧—૦—૦ |
| હિન્દુસ્તાનની ગરીબાઈ | ૦–૧૪—૦ |
| કાવ્યપરિચય ભા. ૧લો | ૦–૧૦—૦ |
| ,, ભા. ૨જો | ૦–૧૨—૦ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| નવલગ્રંથાવલિ | ૨—૦—૦ |
| સાર્થ ગૂજરાતી જોડણીકોશ | ૪—૦—૦ |
| રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ | ૧—૮—૦ |
| ખિસ્સાકોશ (જોડણી માટે) | ૦—૬—૦ |